श्रीमान

મહંત મોહનદાસજી વિરચીત

श्री:

# कबीर तत्व तारण.

પ્રકાશક,

ગુલાબભાઈ ઇચ્છારામ—મીલ માસ્તર.

વીરાભાઈ માનાજી— મીલ માસ્તર

અમદાવાદ.

શ્રીમાન્ જગતગુરૂ
રામાનંદ સ્વામિના પરમ શિષ્ય

श्रीः

# कबीर तत्व तरण.


પ્રયોજક,
મહંત મોહનદાસજી ગુરૂશ્રી આત્મારામજી.
ધીકાંટા, રામાનંદીય મંદિર—અમદાવાદ.


( દોહા. )

श्री सत्य सनातन धर्मके, होय स्नेही जग जेह;
पुस्तक यह पढियें सदा, विनास्ति सकल संदेह!


ધર્મ જીજ્ઞાસુજનોના હિતાર્થે પ્રકાશક,
ધુળાભાઈ ઇચ્છારામ—મીલ માસ્તર.
વીરાભાઇ માનાજી—મીલ માસ્તર.
અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.
વિ. સંવત ૧૯૭૪. સને ૧૯૧૮.

મૂલ્ય ૦—૨—૦.



श्री स्वामी रामानंदजीना परमशिष्य

**श्री कबीरदासजी.**

# समर्पण

શ્રી મહામાન્યવર !

સાકેતવિહારી શ્રી મહાત્મા કબીરદાસજી

સ્થળ પરમધામ.

આ પુસ્તક આપશ્રીના ધર્મ ગ્રંથોના આધારે રચેલ હોવાથી,

" त्वदीयं वस्तु गोविन्दतुभ्यमेवं समर्पयेत् "

એ ન્યાય પ્રમાણે આ લઘુ લેખ આપને જ સમર્પણ કરીએ છીએ. કેમકે—

આપશ્રી સ્વામિ રામાનંદજીના શિષ્ય કોટીમાં આવ્યા પછી ઉક્ત ગુરૂના મત અનુસાર મુખ્ય ગ્રંથ બીજક રચી રીવાઁ નરેશશ્રી સાકેતનિવાસી મહારાજાધિરાજશ્રી ૧૦૮ રામસિંહજી બહાદુરને ત્યાં સ્વાધિન કર્યો જે યદ્યાપી સુધી રીવાઁ સરકારને ત્યાં સુક્ષિતપણે જળવાયો, જો તેમ ન કર્યું હોત તો આપશ્રીએ વર્ણવેલો-રામકૃષ્ણાદિ ભગવદ ભકિત-માર્ગ-ભાગોદાસ પ્રવર્ણિત પંથમાં લોગ થઈ પડત. ઈત્યાદિ અમો અમારી શ્રદ્ધાભકિતયુક્ત આ પુસ્તક આપને અર્પણ કરીએ છીએ.

વિનીત,

ધુળાભાઈ તથા વીરાભાઈ.

# પ્રસ્તાવના.

---

ભારતવર્ષમાં મહાભારતના યુદ્ધ પહેલાં "વૈદિક ધર્મ" સારી પેઠે વિદ્યમાન હતો. પરંતુ કાળની પ્રબળતાને લીધે એ ધર્મ ( માર્તંડ )ની અસ્ત દશા આવી પડી.

પૂર્વકાળમાં નરપતિગણોની ધર્મ નિર્ણય અર્થે પરિષદો મળતી તેમાં વૈદિક ધર્મોને કાયમ કરી—બાકીનાઓને શીક્ષાપ્રદ સાથે દાબી દેવામાં આવતા તેથી ભારતવર્ષમાં શ્રુતિમત ઉત્તમ પ્રકારે પ્રચાર હતો.

ઉપરોક્ત નિયમનો લોપ થવાથી

" मारग सोई, जाकहुंजो भावा "

જેમ જેને ફાવ્યું તેમ પાખંડીઓએ લોકોને વેદસમત ધર્મોથી વિમુખ બનાવ્યા, જેથાં ભારતવાસીઓની વેદથી વિમુખ દશા થઇ છે. આજથી લગભગ ચારસો વર્ષ પૂર્વે આર્ય અને અનાર્ય એવા ઉભય મતમાંથી મિશ્રણ કરેલ એક કબીરના નામથી પંથ હિંદુસ્થાનમાં ઉત્પન્ન થયેલો છે.

એ ઉટપટાંગ મતવાળાઓ

कली मल ग्रसेऊ धर्म सब, लुप्तभये सद्ग्रंथ;
दांभिक नीज मत कल्पी करी, प्रगट कीये बहु पंथ.

( તુલસીકૃત રામાયણ ઉ. કાં. )

ઈત્યાદિ કહેવત પ્રમાણે જ્યાં ત્યાં ભજનોના બહાને સનાતનીઓની મંડળીઓમાં ઘુસી જઇ ત્યાં શ્રુતિસ્મૃતાદિ સત્યશાસ્ત્રોની નીંદા કરવા એકઠા હોય. પોતાની હઠાગ્રહતાથી એવી માન્યતા દેખાડે છે કે કબીર એજ જગતનો ઇશ્વર છે, અન્ય નહીં.

એ શિવાય પણ અનેક દુરૂક્તિ તથા પ્રમાણ વિરૂદ્ધતાએ કરી દેવદેવિયાદિ સૃષ્ટિના તમામ ધર્મોની અને તીર્થ વૃત્તાદિનાં ખંડનો કરી પોતાના ખદ્યોત રૂપી મતનો મિથ્યા પ્રલાપ કરે છે.

આ પુસ્તક લખવામાં મારો હેતુ એવો નથી કે કબીર ધર્મનું ખંડન કરવું કે કોઇ પણ પ્રકારનો ખોટો દોષારોપણ કરવો કિન્તુ હેતુ માત્ર એટલોજ છે કે આધુનીક કબીરપંથીઓ તે પંથને માનવાવાળા છે છતાં—કબીર મહાત્માની રહેણી--કહેણી ને વાણી પર ધ્યાન નહિ આપતાં મનસ્વી રીતે ધર્માચર્ણો પાળી બીજા ધર્મોની નિંધા કરવાને પાત્ર બન્યા છે તેથી તે ધર્મ સંબંધનો હું આ ગ્રંથમાં ઉલ્લેખ કરીશ.

આ ગ્રંથ કપોળ કલ્પિત કે વિતંડાવાદિ નથી, પણ કબીર તથા બીજા વિદ્વાનજનોના શાસ્ત્રોના આધારે કબીરજીની ઉત્પત્તિ એક વિધવાથી થએલી તે તથા તેમના ગુરૂ

સ્વામિ રામાનંદ હોય તથા તેઓશ્રી આપેલા રામનામ સમંત ઉપદેશાનુસાર બનાવેલા ગ્રંથો તથા કબીરે રચેલો રામભક્તિમાર્ગનો પ્રચાર વિગેરે બાબતોનો સમાવેશ કરી છેવટ તેમાં પાછળથી થએલ ધર્મ બગાડો વિગેરે મુળ ધર્મનું તારણ તારવ્યું છે જેથી આ ગ્રંથ કબીરપંથીઓના અંતઃકરણમાં અજવાળું કરવા તથા જનસમાજને જાણવા પુરતો છે. માટે વાંચકવૃંદને દ્રષ્ટિદોષથી રહી ગએલી ભુલચુક સુધારી લેવા પ્રાર્થના છે.

સંશોધક.



# અનુક્રમણિકા.





ॐ

श्रीमद् रामानंदाये नमः ॥

# श्री कबीर तत्व तारण.

---

## મંગળાચરણ.

ध्यान धरी सियरामको, करू अब ग्रंथारंभ;
जासे जन शंका मीटे, होवे तत्व ऊपलंभ.

---

## પ્રકરણ ૧ લું.

---

### કબીરોત્પત્તિ.

કાશીનગરમાં કોઈએક વિધવા બ્રાહ્મણી રહેતી હતી તે નિત્ય પ્રતિ વૈષ્ણવાચાર્ય સ્વામીશ્રી રામાનંદજીના મંઠ-રમાં કથા શ્રવણ કરવા જતી હતી. સ્વામીજી સ્ત્રીઓને ચર્ણસ્પર્શ કરવા દેતા નહિ હોવાથી આ બ્રાહ્મણીને સ્વા-મીનાં ચર્ણસ્પર્શની આતુરતા હોવાથી તેમ બનતું ન હોવાને લીધે નિરુપાયે નિત્ય નારાજ બની રહેતી હતી.

એક વખતે સ્વામીશ્રી રામાનંદજી બ્રહ્મ મુહુર્તમાં ગંગાપર સ્નાન કરવા ગયા હતા. ત્યાં સ્નાન કરીને પર-વાર્યા પછી તેઓ ધ્યાનમાં બેઠા હતા તે વખતે પેલી વિધવા

બ્રાહ્મણી ત્યાં આવી પહોંચી. તેણીએ સ્વામીજીને ધ્યાનસ્થ જોઇને તેમના ચર્ણને સ્પર્શ કર્યો એટલામાં જ સ્વામીજી ધ્યાનથી જાગ્રત થયા અને જોયું ત્યારે પોતાની આગળ હાથ જોડીને ઉભી રહેલી આ ભાવિક અબળાને જોઇને કહ્યું કે હે ભાગ્યશાલે ! તું પુત્રવતિભવ ( પુત્રવંત હો ). મહાત્મા પુરૂષોનું વચન કદી પણ મિથ્યા થતું નથી. આથી એ બાઈ દૈવયોગે સગર્ભા થઈ અને પુરે માસે એટલે વિક્રમ સંવત ૧૩૯૮ ના ચૈત્ર વદી ૮ ને મંગળવારના દીને રાત્રિના સમયે એક પુત્રનો પ્રસવ થયો.

આ બાઇ વિધવા હોવાથી લોકોપવાદને લીધે પોતાના પુત્રનો તેણીએ ત્યાગ કર્યો. તેણે એક વાંસની છાબડીમાં કમલ પુષ્પો પાથરી તે પર પોતાના પુત્રને સુવાડી દીધો અને તેના ઉપર કમળ પુષ્પોનું આચ્છાદન કરી દઇ તે છાબડી લહેર નામના સરોવરને કાંઠે મૂકી દઇને ઘેર આવી.

લહેર સરોવરને કાંઠે નુરૂ અને નિમાં નામે કોઇ મુસલમાન (તાઇ) જાતીનાં સ્ત્રીપુરૂષ સુતરનો તાણો ધોવા આવ્યાં તેથી તેમની દ્રષ્ટિએ વાંસની છાબડી જોવામાં આવવાથી તરતજ તે છાબડી ઉઘાડીને જોયું એટલે તેમાં બાળક જોવામાં આવ્યો. આ દંપાત પુત્રહિન હોવાથી તે દરરોજ અતી શોકાતુર તથા દુ:ખમય જીંદગી ગુજારતાં હતાં. પરંતુ પરમેશ્વરની કૃપાદ્રષ્ટિથી આ

બાળક તેમના જોવામાં આવતાં જ તેઓ તે બાળકને પોતાને ઘેર લઈ ગયાં અને તેની ઉત્તમ રીતે લાલનપાલન કરી ઉછેરીને મોટો કર્યો. અને આ પુત્રને મુસલમાની રીતિ પ્રમાણે "કબીરરખા" નામ રાખવામાં આવ્યું. અને ઇસ્લામ ધર્મ પ્રમાણે સુનત વગેરે કરાવી યોગ્ય વયે તેમની જાતિની "બોઇ" નામની કન્યા સાથે કબીરરખખાનાં લગ્ન પણ કર્યાં.

કબીરનાં પાલક માતાપિતા કપડાં વણુવાનો ધંધો કરતાં હતાં. તેથી વણાઇને તૈયાર થયેલાં કપડાં કબીરજી વેચવા જતા.

ધર્મી લોકોને મંદિરોપર વિશેષ શ્રદ્ધા હોય છે તેથી ઘણા શ્રદ્ધાળુ હિંદુઓ સવારસાંજ મંદિરમાં દર્શનાર્થે જતા આવતા તેથી ત્યાં કપડાં વેચવાનું સારૂ સ્થાન હોવાથી તથા ત્યાં તેમનો વેપાર પણ સારી રીતે ચાલવાના લોભથી કબીરજી નિત્ય ત્યાં મંદિર આગળ બેસી રહેતા હતા.

મંદિરોમાં ભગવદ્‌કથા કહેવાનો દરરોજ નિયમ હોય છે. તેથી આચાર્ય પોતે મોટા અવાજે કથા કહેતા ને કબીરજી સારી રીતે સાંભળતા તેથી દિનપ્રતિદિન કબીરજીનો હિંદુ ધર્મ ઉપર અસાધારણ પ્રેમ ઉત્પન્ન થયો. આથી કબીરજી વિચાર કરવા લાગ્યા કે મારે હિંદુ ધર્મમાં જવું છે પરંતુ મને ગુરૂબોધ કોણ આપશે? આવા વિચારમાં તે દરરોજ

પશ્ચાતાપ કરતા અને શોકમય સ્થિતિમાં ફર્યા કરતા હતા. એક સમયે રાત્રિએ કબીરજી સુતા હતા તેવામાં આકાશ-વાણી થઇ જેમકે:—

भई नभ बाणी देह, तिलक. स्वानी करौ;
करौ गुरु रामानंद, गरे माल धारिये.

( નાભાજી ભક્તમાળમાં. )

આકાશવાણીએ કબીરના માથે સ્વામી રામાનંદજીને ગુરૂ કરવાને કહ્યું. ત્યાં કબીરજીના પુછવાથી " जात न्हान गंगा कहि, मग तन डारिये ॥ " આથી કબીરજી રાત્રિના પાછલા પહોરે બ્રાહ્મ મુહૂર્તમાં ગંગા ઘાટપર ગયા અને પછી સ્વામીજીને સ્નાન કરવા આવવાનો લાગ સાધી ઘાટપરનાં પગથીઆં વચ્ચે આડા સુઇ ગયા. એવામાં ત્યાં સ્વામીજી આવ્યા અને નીચે ઘાટપરનાં પગથીઆં ઉતરવા લાગ્યા. ત્યાં ઉતરતાં સુતેલા કબીરના માથામાં સ્વામીજીના પગની ચાખડી વાગી તેથી સ્વામીજી વિચાર કરવા લાગ્યા કે આ કોઇ ગરીબ માણસ સુતેલો છે એમ સમજી દયાથી કબી-રનું માથું પંપાળતાં કહ્યું કે:—" बच्चा तेरेको बहोंत लगा होयगा. राम राम " બોલ, એમ કહીને ત્યાંથી ચાલી નિકળ્યા.

એ પ્રમાણે કબીરજીએ ગુરૂદિક્ષા લીધા પછી પુનઃ ઘેર આવ્યા અને " माला तिलक बनाई गातल "

શરીરપર માળા, તિલક ધારણુ કરી રામ ગુણુ ગાવા લાગ્યા. તે જોઇ "मानि ऊतपात मात शोर किया भारिये" માતાપિતા, સ્ત્રીએ તથા નાતીલાઓએ શોરબકોર કરી તિરસ્કારની લાગણી જણાવી. આથી કબીરજીએ નિસ્પૃહતાથી પોતાના ઘરનો ત્યાગ કર્યો.

એક વખતે કબીરજીને સાધુઓએ પૂછયું કે તું મુસલમાન હોવા છતાં હિંદુ (સાધુ) જેવો ડાળ રાખે છે માટે તારો ગુરૂ કોણુ છે? તેના પ્રત્યુત્તરમાં કબીરજીએ કહ્યું કેઃ—

रामानंद स्वामि अंतर्यामि हैवडनामि संन्याचारि ।
में ऊनको गुरु किन्हा बोध मत लिन्हा ऊन्हुने चिन्हा किरतारी ॥

(રતનબાઇ સ્તુતિમાં.)

ઈશ્વરના અંશરૂપી અવતારે આવેલા સ્વામી રામાનંદજી મારા ગુરૂ છે. આવું સાંભળી સર્વ સાધુઓ આશ્ચર્ય પામ્યા અને "पहुंची पुकार रामानंदजूके पास." રામાનંદજીના મઠમાં જઇ સાધુઓ કહેવા લાગ્યા કે મહારાજ! આપે મુસલમાનને શિષ્ય કેમ કર્યો? એમ કહી કબીરની સર્વ વાત કહી સંભળાવી. ત્યારે સ્વામી ગુસ્સે થયા અને "लावोजुपकारि वाकोकप हमाकियो शिष्य" કબીરને પકડી મંગાવ્યા અને ત્યાં આશ્રમ બહાર "परदा में पूछो काहि डारिये" કબીરજીના આડો પડદો રાખીને પૂછયું કે તું મારો શિ-

ખ્ય શી રીતે થયો ? ત્યારે કબીરજીએ ગંગાઘાટપર બનેલી ખરી હકીકત કહી તેથી તેઓ સ્વામી રામાનંદજીના શિષ્ય પ્રસિદ્ધરીતે પુરવાર થયા. એટલે સ્વામીજીએ કબીર-રખાને પોતાને ઘેર નહિ જવા દેતાં "પતિતપાવન" ભેષ (સંસ્કાર) કરી ગુરૂ મુખથી તેમનું નામ "કબીરદાસ" રાખ્યું. અને મઠના બહાર એક પ્રણુશાળામાં રાખી તેને પ્રથમ છીરાની પદવી આપ્યા પછી બંદગીદારનું કામ સોંપ્યું આથી આગળ જતાં "સોબત તેવી અસર" એ કહેવત પ્રમાણે યોગીન્દ્ર મહાત્માના સંગથી કબીરજી યોગ માર્ગમાં પણ પ્રવીણ થયા. પરંતુ એટલામાં કબીરજીના પાળક પિતા ગુરૂનું મરણ થયું તેથી તેમની માતા નિમા તથા પત્ની લોઇએ કાશીના રાજા શિલનિધિ તથા ગુરૂ રામાનંદજીને અરજ કરવાથી કબીરજીને ઘેર જવું પડયું.

---

## પ્રકરણ ૨ જું.

---

### કબીરનો વૈરાગ્ય.

કબીર પુનઃ ગૃહસ્થાશ્રમમાં પડ્યા પછી તેમને કમાલ તથા કમાલી નામે બે છોકરાં થયાં પરંતુ તેમના હૃદયમાં વૈરાગ્ય તથા ભક્તિ પ્રાધાન્યપણે હોવાથી તેઓ

બહુ વ્યવહાર કુશળ બની શકયા નહિ તેથી પોતાનું ઘર નીભાવવું મુશ્કેલ થઈ પડયું તોપણ "ब्रुनैतानो" ધંધો કરતા પણ "हियराम" રામને વિસારતા નહિ. એક વખતે કબીરદાસ કપડું વણી નગરમાં વેચવા જતા હતા તેવામાં માર્ગમાં તેમને કોઇ એક વસ્ત્ર હિન સાધુ મળ્યાથી વેચવા લઇ ગયેલ કપડું તે સાધુને આપી દીધું. પછી પોતે ખાલી હાથે ઘેર જવું લાચારી ભર્યું લાગવાથી "दाबिरहे हाटनमें" કોઇ એક વાણીઆની ખાલી પડેલી દુકાનમાં સંતાઇ રહ્યા પણ ઘેર તો "तियासुत मातमग देखे भूखे आवै कब" સ્ત્રી, છોકરાં તથા માતા ભૂખથી પીડાઇને કબીરની રાહ જોતાં ઘરમાં બેસી રહ્યાં હતાં.

કબીરજીના સંકટની સ્વામી રામાનંદજીને યોગદ્વારાએ ખબર પડવાથી તેમણે પોતાના શિષ્ય અન્તાનંદજીના માર્ફત અનાજના પોઠીયા ભરીને કબીરજીના ઘેર મોકલાવી દીધા. અનાજ મળવાથી કબીરજીની માતા, સ્ત્રી, અને બાળકો વિગેરે સંતોષ પામ્યાં. ત્રીજે દિવસે કબીરજી પોતાને ઘેર આવ્યા ત્યાં અનાજનો ઢગલો જોઇ પોતે આશ્ચર્ય પામ્યા. આવો ઇશ્વરી ચમત્કાર જોઇ "दयो छांडि तानोबानो" કપડાં વણવાનો ધંધો છોડી દઇ "भक्ति लागीं ब्यारिये" કેવળ રામની ભક્તિ કરવા લાગ્યા. આથી તેમનાં માતા અને સ્ત્રી ગભરાયાં અને નાતિલાઓ પણ ચીડાયા તેથી તે સ-

વેઓએ મળીને સ્વામી રામાનંદજીના ઉપર કબીરને હિંદુ ધર્મમાં દાખલ કર્યા બદલનો આરોપ મૂકી દીલ્લીના બાદશાહ સિકંદરને ફરીયાદ કરી. તેથી બાદશાહે બંને ગુરૂ શિષ્યને દિલ્લીમાં બોલાવ્યા. પણ ત્યાંની રાજસભામાં આવી બાદશાહને સલામ કર્યા વગર બન્ને ગુરૂશિષ્ય જઇ બેઠા તેથી પ્રધાન સેખત્વે ગુરૂ શિષ્યની વિરૂદ્ધમાં બાદશાહને અસહ્ય વચનોથી ઉશ્કેર્યો. આથી બાદશાહ સીકંદર ક્રોધે ભરાઇ બન્ને ગુરૂશિષ્યને જંજીરોથી સખ્ત બાંધી યમુના નદીમાં નાખી દીધા.

સ્વામી રામાનંદજી ઈશ્વરના અંશરૂપે અવતાર લીધેલ હોવાથી પાણીમાં પડયા પછી લોકોને તે બંધનમુક્ત હોઇ બાળમુકુંદ રૂપે દેખાયા. પછી કબીરજીને સાથે લઇ નદી બહાર નીકળ્યા. આથી બાદશાહે ચકિત થઇને તેમણે તે ગુરૂશિષ્યની ભક્તિની તારીફ સહિત બન્નેને પુનઃ કાશીનગરમાં મોકલાવી દીધા. કાશીમાં આવ્યા પછી કબીરજી એક " वारमुखि लई संग " ગુણકાની સાથે દોસ્તી કરીને છુટા છેડે શહેરમાં ફરવા લાગ્યા તે જોઇ " जानो यह बात करी ऊर अति भीरके " નગરવાસીઓએ તેમની ઘણીજ ચેષ્ટા કરવા માંડી. વળી " संतदेखि दुरे मुख भयोई असंतनिके " સાધુઓ પણ તેને અસંતલેખીને મુખ ફેરવવા લાગ્યા. તે સમયનો કાશીનગરના શીવપંથી બ્રાહ્મણોએ

લાભ લઈ એક બ્રાહ્મણને દિલ્લી મોકલી બાદશાહ સિકંદરને કબીરની અનીતિ વિષે દર્શનિક પુરાવો જોવા બોલાવ્યો તેથી બાદશાહ પોતાના રસાલા સહિત કાશીનગરમાં આવ્યો અને ત્યાંના રાજા શિલનીધીને ત્યાં પરોણા તરીકે ઉતર્યો.

બીજે દિવસે કબીરજીના વિરૂદ્ધી લોકોના શીખવવાથી તેમની માતા નિમાએ—કબીરની અવર્તણુક વિષેની અરજીમાં " जाईकै पुकारेज् दुखायो सब गाँव है " આખા ગામની લાગણી દુખાવવાનાં કબીરે કૃત્યો કર્યા છે એવી નિમાના હસ્તે બાદશાહ સિકંદરને અરજી અપાવી તેથી બાદશાહે દરબારમાં સભા ભરીને કબીરને તેડાવ્યા. ત્યાં પણ બાદશાહને સલામ નહિ કર્યાથી કબીરના હાથ–પગમાં બેડીઓ પહેરાવીને ગંગા નદીમાં નાખી દીધા. એટલે ગુરૂ રામાનંદજીની આપેલી યોગસિદ્ધિના પ્રતાપે કરી જળમાં ( ભક્ત પ્રહલાદજીની પેઠે ) નિર્મુક્ત થઈ નદીમાંથી બહાર આવ્યા. ફરીથી કબીરને લાકડાની કોટડીમાં પુરી તે કોટડી સળગાવી દીધી છતાં તેમાંથી પણ ગુરૂપ્રતાપે ( સ્વામિ શંકરાચાર્ય ) ની પેઠે જીવતા રહ્યા. છેવટ ત્રીજીવાર હાથીને ગાંડો બનાવી કબીરને કચડી નંખાવવાની આજ્ઞા થઈ છતાં ત્યાં પણ ( ગલતા ગાદીના મહંત કૃષ્ણદાસ પહવારીને નાથગુરૂ સિંહરૂપ

ધારણ કરી ખાઈ જવા આવ્યો હતો પણ પેહારીજી અગ્નિરૂપ દેખાયાથી અંતે નાથ ગધેડો થઈ નાઠો ) તેજ પ્રમાણે કબીરજી પણ સિંહ રૂપે દેખાયાથી હાથી નાઠો એ રીતે સ્વામી રામાનંદજીના પ્રતાપથી સિકંદર હાર્યો એટલે કબીરજીની પ્રશંસા કરીને પુનઃ દિલ્લી ગયો. થોડાક દિવસ પછી કબીરની માતા નિમાનું મર્ણ થયું તેથી જાતિરીવાજ પ્રમાણે ક્રિયા કરીને પોતાનું ઘર પાડી નંખાવીને તે ઠેકાણે **ચોરો** બનાવ્યો, અને મુસલમાન રીવાજનો ત્યાગ કરી સાધુરીતિ પાળવા લાગ્યા. એ પ્રમાણે કબીરે સાધુપદનો સ્વીકાર કર્યો પછી તેમની સ્ત્રી લોઇને પણ સ્વામી રામાનંદના હસ્તે શુદ્ધિ સંસ્કાર કરાવીને તેનું હિંદુ રીવાજ પ્રમાણે ભાનુમતિ નામ રાખ્યું. અને આગળ જતાં કબીરજીના પુત્ર **કમાલને** પણ શુદ્ધિ સંસ્કાર વડે સ્વામી રામાનંદજીએ પવિત્ર કરી તેનું નામ **કૃષ્ણદાસ** રાખ્યા પછી કાશીના શિલનિધિ રાજાના પ્રધાનની દીકરીથી તથા કમાલીને પણ એક બ્રાહ્મણના સાથે પરણાવ્યો.

એ પ્રમાણે કબીર તથા કુટુંબ હિંદુધર્મમાં દાખલ થયા પછી પ્રથમ **કમાલ, વિમાલ, જમાલ, દમાલ** અને **બુધન** એમ મુસલમાન જાતિના પાંચ શિષ્યો થયા તે પછી કાળે કરી કબીરજીની સ્ત્રી લોઇનું મૃત્યુ થયું, એટલે કબીરજી યાત્રાએ નિકળ્યા. તેઓ ફરતા ફરતા મથુરામાં ગયા

ત્યારે ત્યાં તેમને બાંધવગઢનો ધર્મદાસ નામે કરોડપતિ વણીકનો મેળાપ થયો પણ તે રામાનુજી હોવાથી કબીરે તેને રામાનંદ સંપ્રદાયનો ઉપદેશ કર્યો. એટલે ધર્મદાસે રામાનંદ ધર્મમાં આવવાની ઇચ્છા દર્શાવી.

ભારતવર્ષની સમસ્ત યાત્રાઓ કરી કબીરજી પાછા કાશી ગયા. અને ધર્મદાસ પણ દિલ્લી, આગ્રા, વિગેરે સ્થળોએ પોતાની મોટી પેઢીઓ ચાલતી હતી તે સર્વની સંભાળ લેતા કાશીમાં જઇ કબીરજીને મળ્યા પછી ધર્મદાસ કબીરજીને બાંધવગઢ લઇ ગયા ને ત્યાં રામાનંદીય ધર્મ પ્રમાણે **પાટોત્સવ** ઉજવી કબીરજીએ ધર્મદાસ તથા તેમની સ્ત્રી યમુનાને પોતાના સેવક બનાવ્યાં પછી સૌ કાશીમાં આવી રહ્યાં.

એક વખતે કબીરજીની ગેરહાજરીમાં કાશીનગરના શિવપંથી બ્રાહ્મણોએ કબીરજીને ત્યાં ભંડારો છે એવાં જુઠાં નોતરાં ફેરવી આસપાસના વૈષ્ણવ સાધુઓને કબીરને ઘેર તેડાવ્યા. આ સમયે શ્રીમંત ધર્મદાસજી હાજર હોવાથી તેમણે સ્વામી રામાનંદજીના પાટવી શિષ્ય અન્તાનંદજીને પક્ષમાં લઇ ધર્મદાસજીએ પોતાના દ્રવ્ય વડે સર્વ સાધુઓને જમાડ્યા. સાધુઓ જમી પરવારી ચાલવાની તૈયારીમાં હતા તેવામાં **જયોનપુરથી** કબીરજી આવી પહોંચ્યા. વળી ગાંગરોળ–ગઢના રાજા પીપાજીને ગુરૂ-

દિક્ષા દેવા દ્વારકાં ગયેલા ગુરૂ શ્રી રામાનંદજી પણ પોતાના શિષ્યો સહિત આવી મળ્યા. આથી જતા સાધુઓને અટકાવી સર્વ સમક્ષ કબીરજીને સ્વામી રામાનંદજીએ સાધુતાઇની ચાદર ઓઢાડી ભેષ પંક્તિમાં લીધા પછી કબીરજીએ ધર્મદાસને પોતાના મંદિરનું દિવાનપદ સોંપ્યું અને કબીરની સુરતા લાગવાથી ધર્મદાસની સ્રીથી ઉત્પન્ન થયેલ પુત્ર **ચુરામનીને** મંદિરનો કોઠાર તથા ભંડારનો સઘળો વહીવટ સોંપી દીધો.

## પ્રકરણ ૩ જું.

### કબીરના ધર્મનું બંધારણ.

કબીરજીને સાધુતાની પદવી મળ્યા પછી તેમણે સ્વામી રામાનંદજીના મતને અનુસરીને " બીજક, ચોરાસી અંગ, રેખતા, ભૂલના, અનુરાગ સાગર, નિરભય જ્ઞાન, જ્ઞાનસાગર, અબુસાગર, વિવેકસાગર, સ્વાસ ગૂંજાર, કુસુમાવળી, કબીરવાણી, લક્ષ્માબોધ, સુખનિધાન, સરોદા, મુક્તિમાળ, સાખોખડ, ગુમાનભંજન, હંસમુક્તાવળી, આદિમંગળ, શબ્દકુચી " ઇત્યાદિ ગ્રંથો રચીને કબીરજીએ પોતાના પંથનું બંધારણ કર્યું પરંતુ મઠમાં ધર્મદાસનો વહીવટ થવાથી કબીરજીના પ્રથમ શિષ્યોમાં મતભેદ

પડવાથી તેમાંનો એક નારાયણદાસ નામે શિષ્ય હતો તેણે કબીરકૃત મૂળગ્રંથ બીજકનો ગુપ્ત રીતે ઉતારો કરી લઇ

"कोऊ आई कहेवो कलुज्जरगपत्तुं। बीजकग्रंथ चोराईले रहेतुं."

( બીજકમાં )

કલીંજર દેશમાં નાસી ગયો ત્યાં એક વેશધારી ખ્રિસ્તિ ( પાદરી ) બોચલા રહેતો હતો તે હિંદુ લોકોને પોતાના પંથમાં લેવાને હિંદુના જેવો વેશ ધારણ કરી ફરતો હતો તે ત્યાં નારાણદાસ તથા તેના સાથે નાઠેલા શિષ્યો તેના મતમાં ભળી જઇ ઉક્ત ગ્રંથ બીજકને ખ્રિસ્તિ ધર્મ પુસ્તક બાયબલ સાથે ભેળવી દઈ તેણે કબીરના નામથી નવીન પંથનો પ્રચાર કર્યો.

નારાયણની ધૂર્ત્તતા પાછળથી કબીરજીના જાણવામાં આવ્યાથી તેનું નામ ભાગોદાસ રાખ્યું. પછી કબીરજી પોતાની પાસે રહેલા મૂળગ્રંથ બીજકને લઈ રીવાના રાજા રામસિંહને ત્યાં ગયા અને ત્યાં તેમણે ગ્રંથ ચોરાયા વિષેની સર્વે હકીકત જણાવી.

"अवमेरो बंस बिगड़ो, खंडा ईश अवतार तापा पोसे जायगा लख चोरासी धार" ઉપરોક્ત વચન રાજા આગળ જણાવ્યા પછી—

"बीजमूल हम प्रगट चिन्हाई, बिजन चिन्हो दुरमति फेलाई"

( બીજક )

રામનામ ( તાર્કમંત્ર ) બીજકમાં પ્રતિવાદન કર્યો છે

તેને હાથી હઇને ભાગોદાશે દુરમતિ (વિતંડાવાદિ બનાવ્યું) ભવિષ્યમાં થવાના પંથોનું પોગળ પણ જણાવી કહ્યું કેઃ—

वारपंथ चलेगे आगेपेर घरबोध पसारा हो;
गुरु शिष्य दोनो नहि ऊगरे, पडे नरक मोझारा हो.

( કબીરતત્વ પ્રકાશ )

ઇત્યાદિ કથનો સમજાવી બીજક ગ્રંથ રાજાને આપ્યો તેમણે

"सबसो पुच्छी प्रेमहिताई, बीजक राखी गुफामें लाई."

( બીજકમાં )

રાજમંત્રિ વિગેરેની સલાહ લઈ ઉપરોક્ત ગ્રંથ એક ગુફામાં પધરાવ્યો. ત્યાંથી કબીરજી અનેક તિર્થસ્થાનોમાં ફરીને પુનઃ કાશીમાં આવ્યા, અને ત્યાં પોતાના ગુરૂ રામાનંદજીનો દેહાન્ત થયેલો જાણી પોતે શોકથી વ્યાકુળ બની શિષ્ય મંડળ સહિત કાશી છોડી મગહર નામના ગામમાં ગયા અને ત્યાં નદીકાંઠે પર્ણકુટી બાંધીને રહ્યા.

મગહર વિષે એવી દંતકથા ચાલે છે કે જે મનુષ્યનું અહીં મૃત્યુ થાય છે તેને ગધેડાનો અવતાર મળે છે. કબીરજી પોતાનો અકામ દેહ મગહરમાં છોડવા જતાં ધર્મદાસાદિ શિષ્યોએ કાશીમાં દેહ છોડાવાને કહ્યું પણ કબીરજીએ કહ્યું કેઃ—

"मगहर मरै सौंगद्दहा होई, भल प्रतिती रामसो खोई"

( ક. બીજક શબ્દ ૩૦૩ માં )

જેણુ રામના સાથે પ્રેમ તજ્યો હોય છે તેનોજ અવતાર ગધેડાનો થાય છે. એમ કહ્યા પછી (સંવત્ ૧૫૦૫ ના માગશર સુદ ૧૧ ને દીવસે) કબીરજીએ મગહર ગામમાં પોતાના દેહનો ત્યાગં કર્યો. ત્યાં મરતી વખતે—

" हमरोलखत सकल जगलुटा, दास कबीर राम किहछूटाः"

( ક. બીજક ૨૩૨ રમૈનીમાં )

આ પ્રમાણે કબીરજીનો દેહ છુટયા, પછી તેમની વાસના એક બોરડીના પાકેલા બોરમાં રહી જવાથી તેમને પુનઃ બોરમાં કીડો થઈને સંસારમાં આવવું પડ્યું. તે પછી

"भये कबीर प्रगट मथुरामें, विचरन लगे सकल वसुधामें;"

( ક. કથામાં )

કબીરજીનો અવતાર મથુરામાં ગોપી રૂપે થયો ને ત્યાંની એક ગોપી રતનાં (કંદુ) ને પૂર્વ જન્મની ઓળખાણ કરાવી પોતે પુરૂષ વેષે પુનઃ બાંધોગઢ જઇ રીવાના રાજા રામસિંહને જઇ મળ્યા અને રાજાને પૂર્વાવતારની સર્વ વાર્તા સમજાવીને ત્યાં શાક્ષી રૂપે "બઘેલ વંશ વર્ણન" ગ્રંથ કે જે આગળના અવતારમાં કબીરે રચ્યો હતો તે કહી સંભળાવ્યો. પછી તેમનેતથા રાણીને ગુરૂ બોધમાં "राक्षर घट रम्यो कबीरा" ઈત્યાદિ રામતારક મંત્રનું સ્મરણ આપી તેની ફળ પ્રાપ્તીમાં કહ્યું કેઃ—

"ताको राम धाम लै जैहो, आवागमन रहित करीदे हो"

( બઘેલ વંશાવળી )

એ પ્રમાણે રામ નામનો ઉપદેશ કરી પોતે " पूरुब-दिशि सागरके तटमें " (બઘેલ વંશમાં.)

જગન્નાથપુરીમાં ગયા અને ત્યાં સમુદ્ર કિનારે પર્ણકુટી બાંધી ઘણા કાળ સુધી રહીને ભીડભંજન ભગવાનનું સારી રીતે ભજન કર્યું તત્પશ્ચાત્:—

चतुर्भुजरुप प्रभुआनिके प्रगट कियो;
लियो फल नैननिको बडोवड भागी है.

(નાભાજી ભક્તમાળમાં)

કબીરને ભગવાને ચતુર્ભુજ રૂપે દર્શન દીધાં તે જોઈ કબીરજી ભગવાનના ચર્ણમાં પડયા એટલે—

" शिश धरे हाथ न साथ मेरे धाम आवो. "

(ના. ભ. મા.)

ભગવાને કબીરજીના મસ્તકપર હાથ મૂકી પોતાના પરમધામમાં લઇ ગયા.

---

## પ્રકરણ ૪ થું.

---

### કબીરના ધર્મનાં ચુથણાં.

કબીરજી સ્વર્ગવાસ થયા પછી "बांधुगद चोकी रख चारी, ताहे छूटे धर्म केवारी." (અનુરાગ સાગરમાં.)

ઇત્યાદિ કબીરજીનાં કહેલાં વચનોપરથી ધર્મદાસજી દીવાના

રાજા પાસે જઈને ત્યાંની ગુફામાં પધરાવેલા બીજક ગ્રંથનો સંવત ૧૫૨૧ માં ઉતારો કરી લાવ્યા અને તે ઉપરથી ભારતવર્ષમાં કબીરનો નવો "धर्मदास तत्र पंथ ऊजागर" પંથ ચલાવ્યો અને કાશીવાળી મૂળ ગાદીના મહંત ધર્મદાસજી થયા પરંતુ ત્યાં કબીરના પુત્ર કમાલને કંઇ પણ હક નહિ મળવાથી તે મંદિરમાંના કેટલાએક શિષ્યોને લઇ નાઠો. તે ફરતો ફરતો ગ્રંથબીજક ચોર ભાગોદાસની પ્રિસ્તિ મંડળીમાં ભળી ગયો. ત્યાં થોડા વખત રહ્યા પછી કમાલની મંડળીમાં પણ મતભેદ પડવાથી તેમાં એકના ૧૨॥ પંથો થયા. તે નીચે પ્રમાણે–

૧ કબીરપંથી. ૨ સુરતગોપાલી. ૩ તકસરી. ૪ મૂલ· પંથી. ૫ યોગપંથી. ૬ બંસધરાના. ૭ નારાયણપંથી. ૮ દવનપંથી. ૯ સમનપંથી. ૧૦ જીવપંથી. ૧૧ નામકબીર. ૧૨ જ્ઞાનપંથી અને અડધો કમાલનો મળી સાડાબાર પંથો ફેલાયા.

એ પછી કાશીવાળા મંદિરમાં ધર્મદાસે પોતાની પત્ની યમુનાબાઈને લાવી રાખ્યાથી કબીર શિષ્ય શ્રુતિ ગોપાળદાસે સેવક સમુદાયની એક મોટી સભા ભરી ધર્મદાસજીને ગાદીપરથી ઉતારી મેલ્યા અને ગાદી વારસ શ્રુતિ ગોપાળદાસ થયા તેમની ગુરૂપરંપરા નીચે પ્રમાણે છે.

૧ કબીરજી. ૨ શ્રુતિ ગોપાળદાસજી. ૩ જ્ઞાનદાસજી.

૪ સામદાસજી. ૫ લાભદાસજી. ૬ હરીસુખદાસજી. ૭ સીતલદાસજી. ૮ સુખદાસજી. ૯ હુલાસદાસજી. ૧૦ માધોદાસજી. ૧૧ કોકિલદાસજી. ૧૨ રામદાસજી. ૧૩ મહાદાસજી. ૧૪ હરીદાસજી. ૧૫ શરણદાસજી. ૧૬ પુરણદાસજી. ૧૭ નિર્મલદાસજી. ૧૮ રંગુદાસજી વિગેરે વર્તમાન સમયમાં જે મહંત હોય તે સહીત ત્યાગી મહંતોની ૧૯ પેઢીઓ તે ગાદીએ થએલ છે.

ધર્મદાસ કાશીમાંથી સહકુટુંબ સાથે પુનઃ બાંધોગઢમાં આવીને રહ્યા અને ત્યાં તેમણે કુદરમાલ ( હજુર ) ના નામથી નવીન ધામ બાંધીને ત્યાંના મંદિરની ગાદીએ પોતાના જ્યેષ્ટ પુત્ર ચુડામણીને બેસાડયો તેથી ત્યાં જુદી પરંપરા ચાલી તે નીચે પ્રમાણે.

કબીરથી ધર્મદાસ અને તેમનાથી પ્રથમ ૧ વચન ચૂડામણિ. ૨ સુદર્શનનામ. ૩ કુલપતિનામ. ૪ પ્રમોદ ગુરૂવાતાપીર. ૫. કમલનામ. ૬ અમોલનામ. ૭ સુરતસનેહીનામ. ૮ હકનામ. ૯ પાકનામ. ૧૦ પ્રગટનામ. ૧૧ ધીરજનામ. ૧૨ ઉગ્રનામ. ૧૩ દયાનામ ઈત્યાદિ હજુરવાળી ગાદીએ મહંતો થયા છે તે શિવાયના ભવિષ્યમાં ૨૯ મહંતો થવાના છે એવી કબીર પંથીઓમાં પોકળતા ચાલે છે.

એ રીતે ધર્મદાસજીની નવીન ગાદી રીવા રાજ્યમાં સ્થાપન કર્યા પછી કાશીમાંથી નાશી ગયેલા કમાલાદી

શિષ્યો પુનઃ " द्वादश पंथमीलेंगे आई " ( મુલસાગર ) બારપંથવાળાઓ ધર્મદાસજીને આવી મળ્યા અને ત્યાં ધર્મદાસની સાથે ભળી જઈ તેમણે " छलकपट चतुराई " ( મુલસાગર ) છલકપટ અને ચતુરાઇથી કબીરના મૂળ ગ્રં-થોમાંનો રામકૃષ્ણાદિની શિર્ગુણ ભક્તિનો આધાર ઉડાવી દઇને નિચે પ્રમાણે ગ્રંથો રચ્યા.

૧ મહંમદબોધ. ૨ સિકંદરબોધ. ૩ સુલતાનબોધ. ૪ ભુપાલબોધ. ૫ ભવતારણબોધ. ૬ વસિષ્ટગોષ્ટિ. ૭ દત્તાત્રિય ગોષ્ટિ. ૮ નિરંજનગોષ્ટિ. ૯ હનુમાનગોષ્ટિ. ૧૦ ગરૂડ ગોષ્ટિ. ૧૧ રામાનંદગોષ્ટિ. ૧૨ નાનકગોષ્ટિ. ૧૩ અક્ષરા-વતિ. ૧૪ ભેદસાગર. ૧૫ શુક્તિધ્યાન. ૧૬ અમરમૂલ. ૧૭ મૂલસાગર. ૧૮ હંસબદાવલી. ૧૯ ચકવેજ્ઞાન. વિગેરે મતલબ પડતા ફેરફાર સાથે તેમણે ખ્રિસ્તિઓના બાયબલોને મળતાં કલ્પીત ગ્રંથો બનાવ્યા અને તેમાં વળી કબીરના જન્મ વિષે મૂળ હકીકત

हते बिदेहि देह धरआए, काया कबीर कहाए।
जन्मोजन्म के बिछडे हंसा, रामानंद समजाए. ॥

કબીરજી કહે છે કે પ્રાણી માત્રનો આત્મા તો ગીતા-જીમાં કહ્યા પ્રમાણે.—

"नैनं छिंदति शस्त्राणि, नैनं दहाति पावकः"

હથીયારોથી કપાય નહિ તથા અગ્નિથી બળે નહિ એવો નીરાકાર વિદેહી છે છતાં વાસનાદ્વારાએ પંચ ભૂતાત્મીક શરીર ધારણ કરવાથી મારી કાયાનું નામ કબીરજી છે. તે આ જન્મમાં ગુરૂ રામાનંદજીએ મારો મોક્ષ કર્યો. ઈત્યાદિ પ્રમાણોને દાબી દઈ ધર્મદાસજી વિગેરે તેમના ગોઠીઆઓએ કબીરના જન્મ વિષેની વાત એવી રીતે છુપાવી કેઃ–

**पुरुष जो आए भगमाई, सोसो तुम राखो छुपाई.**

( હંસ શબ્દાવલી )

વીધવા બ્રાહ્મણીથી કબીરજીનો જન્મ થયાની વાત આજથી છુપાવી રાખવી અને હઠથી હવે એમ કહેવું કેઃ—

**बीना जलशे ऊपने, नहि स्वासा शरीर;**
**पंचतत्वाको नहि, ताका नाम कबीर.**

ઈત્યાદિ કલ્પીત પ્રમાણોએ કરી કબીરને ઈશ્વર બનાવી દીધા. વળી–

**कमलभेद तुम राखो गोई, लोकद्द्वारजी भाखो सोई.**

( હંસ શબ્દાવલી )

લહેર નામના સરોવર કિનારેથી નુરૂ અને નિમાને કબીર પુત્ર કમલ પુષ્પોથી ઢાંકેલી છાબડીમાંથી મળ્યાની વાત હવેથી લોકો આગળ કહેશો નહિ વિગેરે પોગળતાનો પર્વત તેમણે ઉભો કર્યો. વળી વિશેષમાં કબીરજી મુસલમાન હતા તેની ઓળખાણમાં તેમણે હેણુ (મુસલમાની)

ભાષાનો લાગ લઇ અંદરોઅંદર મળેથી નમસ્કારને બદલે **બંદગી** વિગેરે કહેવાનો રીવાજ ચલાવ્યો.

---

## પ્રકરણ ૫ મું.

---

### કબીરજીનો ભક્તિમાર્ગ.

કબીરજી પોતાના ભક્તિમાર્ગમાં કહે છે કેઃ—હે ધર્મદાસજી તું મને ઇશ્વર માને છે પણ ત્યાં તારી ભૂલ છે; કેમકે

**"भाति भातिके पेहरि चीर, जुग जुग नाचो दास कबीर"**

( બીજક મૂળરમૈની. )

જુગો જુગથી નાનાવિધનાં શરીરો ધારણ કરતો આવ્યો છું. આ જન્મમાં " कामिनी पहर पीयासो राची, कहे कबीर भव बुडन बांची !" જેવી રીતે સ્ત્રી પોતાના પતિને રીઝવી લે છે તેમ મ્હેં મારા ગુરૂ રામાનંદજીને લઘુતાથી રીઝવી લીધા છે, અર્થાત્ હવે પુનઃ જન્મ લેવાનો ભય નથી વિગેરે કબીરજીની લઘુતા સ્પષ્ટ છે છતાં ધર્મદાસે તે ખરી હકીકત જાહેર નહિ કરતાં અનેક પ્રકારનાં ગપાષ્ટો ઘડી કાઢી કબીરને ઇશ્વર બનાવી દીધા તે ઉપરાંત તેમના અવતારો ચાર યુગમાં ઇશ્વર તરીકે થયાનાં પણ પ્રમાણ વગરનાં પાનાં ભરી દીધાં. હવે અહિયાંથી

કબીરજી પોતાનો સંપ્રદાય સ્વામી રામાનંદજીથી ઉતરી આવેલાનો પુરાવો આપી કહે છે કેઃ—

**वाद मरोरे जात हौ मोहि, सोवत लियो जगाय;**

(કબીર બીજક સા. ૧૧૫)

મને ગંગાઘાટ જવાના રસ્તે રાત્રિના સમયે અંધારામાં સુતેલો જોઇ ગુરૂ રામાનંદ માર્ગ મરોડીને જતા હતા પણ હું અકસ્માત તેમના આગળ જઇ પડયો તેથી તેમના પગની ઠોકર વાગવાથી મને તેમણે ગુરૂ મંત્ર આપ્યો. તેથી-જ મારો સંપ્રદાય "यहि पैंड बहै कै जाय" ગુરૂ રામાનંદજીના મોક્ષ માર્ગને અનુસરતો છે. આના પુરાવા હોવા છતાં વર્તમાન સમયના કબીરપંથીઓ ખરી હકીકતને ધ્યાનમાં નહિ લેતાં રામાનંદીય પંથથી ઉલટા ચાલે છે ત્યાં તેમની કેટલી ભૂલ છે. વળી

**हम गुरुभक्ति द्रीढावन आये गुरु मारग जीवलोक पठाये ।**
**अब पुनि रामानंद गुरु कीन्हा, रामनाम मारग सुन लीन्हा॥**

(નિર્ભય જ્ઞાન ચોપાઇ ૩૭.)

ઇત્યાદિ પ્રમાણોથી કબીરનો મત રામાનંદજીથી લઇ રામનામ સમંત છે. કેમકેઃ—

**धर्मदास सुन मुल हमारा, रामनाम है सबसे न्यारा ।**

( ભેદસાગર. )

**तोको मोरी लाख दुखाइ, मूल ज्ञान बाहर न जाइ.**

(મૂલસાગર.)

એ પ્રમાણે કબીરજીએ તો ધર્મદાસજીને લાખો દુવાઓ (સોગંદ) દઇને રામમંત્રથીજ પોતાના ધર્મનું મૂળતત્વ બનાવ્યું છે.તે ઉપરાન્ત ભાર દઇને કહ્યું કે જો રામનામથી વિમુખ થશો તો 'बीचले पेढी हंस नाही तराइ.' (મૂલસાગર) તારા શિષ્ય વંશમાંથી કોઈનું તારણ થશે નહિ. એ પ્રમાણે કબીરજીનો સિદ્ધાન્ત છે તેમ છતાં વર્તમાન કબીરપંથીઓ અહીંઆં સીતાપતિ રામ કે કૃષ્ણમાં ભેદ બતાવી જુદાજ રામ ભજવાનું બતાવે તો ત્યાં કબીરજી કહે છે કે,

**"रामकृष्ण दो लहेर अपार, जेहि पदगहि नर उतरे पार"**

(બીજક મૂળમાંથી)

રામકૃષ્ણની ભક્તિ મોક્ષદાયક છે. વળી કબીરજી પરમધામમાં ગયા તે વખતે

**डरपत अहो यह झुलि वेको, राखु यादवराय ।**
**कह कबीर सुनु गोपाल बिनति, शरण हरी तुव पाय ॥**

( બીજક અષ્ટલિંગમાં. )

મને ફરીથી સંસારમાં આવ્યાનો ડર હતો. હે ગોપાલ ! તમારા શરણથી મારો મોક્ષ થયો. વળી રઘુકુલોત્પન્ન રામચંદ્ર વિષે.

**ध्रुव प्रह्लाद उबारिया, सो हरी हमरे साथ ।**
**हमको संका कछु नाही, हमसें वै रघुनाथ ॥**

( બીજક.

વિગેરે પ્રમાણોએ કરી કબીરે પોતાનો સંપ્રદાય રામકૃષ્ણની ભક્તિથી દેખાડયો છે. તેમ છતાં ગુરૂકથનનું ઉલ્લંઘન કરનારાઓને વિતંડાવાદી કહેવામાં દોષ નથી. હવે કબીરજીની ધર્માજ્ઞાઓ તપાસીએ તેમાં કહ્યું છે કે:—

**दशोंदिशाकर मटे धोरवा, शोक्र नियार बैठहि चोका ।**

( બીજક ૨૧૮. )

દસે ઇંદ્રિઓને વશ કરવાની જે યોગ ક્રિયા જાણે એવા ત્યાગીઓના હાથે આરતી ચોકાની ક્રિયા કરાવવી. વળી—

**शब्द शिखी पारख करहि, होय भूतपूनि नरकहि परहि.**

( ક. બી. ૨૧૮. )

સંસારી મહંતો એક બે સાખી શબ્દ શિખ્યા કે તુરત ધર્મનું જ્ઞાન મેળવ્યા વિના હજુર જઈ દ્રવ્ય આપી વેચાતી મહંતાઇ લાવ્યા પછી લોકોમાં મહંત તરીકે ગણાયા પરંતુ તેઓ શું નહિ જાણતા હોય કે કબીર ધર્મમાં તો સ્ત્રી ત્યાગ કર્યા વિના મહંતો થવાતું નથી છતાં થાય તો આગળના જન્મમાં ભૂતનો દેહ ભોગવ્યા પછી નરકમાં પડવું પડે. અર્થાત્ " आगील जन्म स्वानको पावे " આગળનો જન્મ શ્વાન (કુતરા)નો લેવો પડશે. વિગેરેની આજ્ઞાઓ દઇને છેવટે

કબીરજીએ સંસારી ગુરૂઓથી દૂર રહેવા સેવકોને જાહેર કહ્યું છે કે:-" बंधवत बांध "/સ્ત્રી આદિ માયાની મોહજાળમાં બંધાએલા હોવાથી તેવા મહંતો બીજાઓને બાંધનારા છે. વળી " जाका गुरु काम लालची दया नहि ताका शिष्य माहिए दोनौंको भजिये उज्जड कुवा जांही " ઇત્યાદિથી કબીર ગુરૂઓને ત્યાગી રહેવાનો બોધ કર્યો છે છતાં વર્તમાન કબીર·પંથીઓ તે વાતને ધ્યાનમાં નહિ લેતાં સંસારી મહંતોના હાથે આરતીની ક્રિયા કરાવી લોકો તેમનાસેવકો થાય છે તેથી તેમને કબીરજીના કથન અનુસાર જ્યાં ઉજકુવો હોય તેમાં પડવું જોઇએ વળી

**नित नारीसु बांधे आशा, शोकानियर काल घरबासा**

(મુલસાગર)

સ્ત્રીવાળા મહંતનો યમપુરીમાં વાસ થાય છે છતાં તેઓ ત્યાગી નથી રહેતા એ તેઓના માટે ઘણુંજ શરમ ભરેલું છે.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### કબીરની ધર્મ ક્રિયા.

હવે કબીરજી પોતાની ધાર્મિક ક્રિયામાં લખે છે કે,

**नारियेल साहे ब्रह्मका माथा ।**

( મુલસાગર. )

હે વણીકપુત્ર ! તે શ્રીફળ [પરમ] ધામથી સંસાર રૂપે પ્રગટેલું વૈરાટ્ શરીર હોવાથી "सुत नारीयल बडे धार"

હે પુત્ર! તું એ નારીયેલને વડીલ તરીકે જાણ. કેમકે એ બ્રહ્માના મસ્તક (માથા) રૂપે હોવાથી "सब जीवनका काया ऊधारा" જીવોનો મોક્ષમાર્ગ છે અર્થાત એ "पाक नारियेल मोरके जम शिर घरो उतार" નારીયેલાકાર મસ્તકમાં યોગીઓને યોગ ક્રિયાદ્વારા જીભને ઉંચી ચઢાવી તાળવાદિને ફોડી ગગનગુફામાં પ્રાણાયામને સ્થીર કરવાથી યમનો ડર મટે છે. ઈત્યાદી વાકયોથી કબીરજીએ નારીયેલનાં વખાણ કરી અંતમાં "वरस सहस्त्र मोभुत किरवानी, जो नारियेल भद नही जानी" નારીયેલ (યોગનો) ભેદ જાણે નહિ છતાં તેવાં આચર્ણો કરશે તો તે જીવ હજારો વરસ સુધી ભૂત થઇને જન્મે છે છતાં તેવા કથનોને નહીં ગણકારતાં નારીયેલને કાળનું માથું ઠરાવી તેને ફોડી ખાનાર કબીરપંથીઓને જીવ હિંસિક વામમાર્ગી કહીએ તો ચાલે.

વળી કબીરજી પાન વિષે કહે છે કેઃ–"जेही कमल वसे जीवरा तेही लग्न देहो पान·" યોગીના જીવને ગગનગુફામાં ચઢાવવાના અષ્ટ કમળો છે તેમાં જે કમળનું જ્ઞાન થાય તેને યોગ ક્રિયાદ્વારાએ પાન (પવન) ચઢાવવા ઉતારવાની ક્રિયા શિખવવી. તે શિવાયના અનઅધિકારીને નહીં. 'प्रितमजे मुनीज पति" હે પ્યારે! એ ક્રિયા મુનિ લોકોની છે માટે તેમ કરવાથી "हंस होय निरवान" જીવને મોક્ષ મળે છે. વિગેરે પાન પરવાના વિષે તપાસી જોતાં કબીરજી યોગની ક્રિયા કરવાને કહે છે તેમ છતાં વર્તમાન સમયના કબીરપંથીઓ તેમના

ભોળા સેવકોને (નાગરવેલનાં પાંદડાં) ગુરૂ પ્રસાદમાં ચવરાવી મોક્ષ થવાનું જણાવે છે એ તેમની દાંભિક્તા નહિ તો બીજુ શું ?

વળી ગુરૂઓ તિન્ખાઅરપણુની દીક્ષા આપવાના સમયે સેવકને એકાન્તમાં લઇ જાય છે અને ત્યાં દીક્ષા લેનારના મુખમાં પાણીના કોગળા કરાવી ઘાસનાં તૃણુ તોડાવે છે અને પછી મોંમાંનુ ભરેલુ પાણી એક વાસણુમાં (વમનની પેઠે) કાઢી નંખાવી યમનો ડર મટી ગયાનું કહે છે એ તેઓની કલ્પીત ક્રિયા છે.

હવે વર્તમાન કબીરપંથીઓની પોપલીલા વિષે જોતાં તેઓ હિંદુઓની પેઠે વેદધર્મ (સનાતન) શાસ્ત્ર પ્રમાણે ધાર્મિક ક્રિયાઓ કરતા નથી પણ ખ્રિસ્તિ તથા મુસલમાની રીવાજ પ્રમાણે ધુપ તથા (જોત) ની આરતી કરી સેવકોને સમજાવે છે. ત્યાં તેઓને જડ ઉપાશકો કહેવામાં શો દોષ છે. વળી કબીરપંથીઓ દરેક ધર્મના દેવ દર્શને જતાં સેવકોને અનેક પ્રકારનાં દ્રષ્ટાંતો સમજાવી અટકાવે છે પરંતુ તેઓ પોતાના ઇષ્ટદેવ કબીર તથા કમાલની સમાધી કે જે મુસલમાનોએ બંધાએલી ગોરખપુર જીલ્લે છે. અને ધર્મદાસજીના પુત્ર ચુડામણિની પણ સમાધિ કુદરમાલમાં છે તથા હિંદુઓએ બંધાવેલો ચોરો કાશીમાં છે. ત્યાં દરવર્ષે જુદા જુદા નિયમસર મેળા ભરાય છે તેમાં હજારો કબીરપંથીઓ યાત્રાએ આવે છે. એ તેઓની યાત્રાઓ નહિ

તો બીજુ શું ? વળી કેટલાક કબીરપંથીઓ રામભકતોને કીર્તને ગાતાં—નાચતાં બાયલાતાની કહે છે ત્યાં કબીરપંથીઓની યાત્રાઓમાં સફેદ કપડાંના ધજારા શરીરપર પહેરીને ખુબ નાચતાં કીર્તનો કહે છે ત્યાં તેઓને હિજડાતાંની કહેવા કે કેમ ? વળી કબીરપંથીઓ બીજાઓના દેવોની પુજા કરતાં જડવાદી ગણે છે ત્યાં કબીરની યાત્રાઓમાં તે પંથના યાત્રાળુઓ પોતાની ઇચ્છા પ્રમાણે ઉક્ત સમાધિ ઉપર ફુલ, પાન, પતાસાં, નાલીએર અને દ્રવ્યની ભેટ પુજા ચઢાવે છે તેથી ત્યાંના પુજારીઓનાં પોષણ થાય છે છતાં બીજાના દેવોની નિંદા કરનારને કેવા સમજવા તે વાંચનારે વિચારવું.

કબીરપંથી સાધુઓ જડવસ્તુના ઉપયોગથી કર્માચરણ કરવાનું ના કહે છે ત્યાં તેમના શરીરપર જોતાં કાષ્ટની માળા, ( કંઠી ), જનોઇ, તિલક, ઘેટીના બાલની ( દોરીઓ ) તથા ગોદડીના કોણા જેવી ત્રિકોણાકારની ટોપી, સિંગી, મુદ્રા, વિગેરે હિંદુ સાધુઓના જેવી જડવસ્તુથી ભેષા ચર્ણો રાખે છે. વળી તેઓ મૂર્તિપૂજાની સેવા કરવાનું સ્પષ્ટ રીતે મના કરે છે ત્યાં તેઓના મઠ ( મંદિરોમાં ) સેવા સ્થળ પર જોઇશું તો કાષ્ટની ચાખડી, તથા પવન પાવડી, ટોપી, માળા, કબીરની કે હજુરના મહંતની છબી પધરાવેલી હોય છે ત્યાં સેવકોને બંદગી કરાવી સવાર સાંજ ધૂપ-

દિવાદીથી પૂજા કરતા જોવામાં આવે છે તે જડની પુજા નહિ તો બીજું શું ?

હિંદુ સાધુઓ શિષ્યોને મુડન સંસ્કાર વિધિ સમયે શ્રુતિસ્મૃતાદિ ધર્મ શાસ્ત્રોના આધારે ભેષ આપે છે ત્યારે તેની વિરુદ્ધમાં કબીરપંથીઓ વેદ ધર્મને બાજુ- પર મૂકી શિષ્યોને ધર્મદાસજી સર્વ કલ્પીત પ્રમાણોના આધારે સંસ્કારવાદી બનાવે છે એ તદ્દન વ્યાજબી નથી કેમકે ધર્મદાસ પ્રચાર્ક પ્રમાણમાં તો હેશુ શબ્દોના અનુ- વાદ તરીકે (ફારશી ભાષામાં) ઈસુખ્રિસ્તના ગુપ્ત નામનું વર્ણન દર્શાવેલું છે (કબીર ચરિત્ર પૃષ્ટ ૩૨૮ માં)

હિંદુઓ એકાદશી, અમાવાસ્યા કે પૂર્ણિમાના દીવસે ઉપવાસો કરે છે ત્યાં કબીરપંથીઓમાં ચૌદશનો ઉપવાસ કરે છે ત્યાં પણ તેમની મોટી ભૂલ છે.

હિંદુઓ મરણ પામેલા શબને વેદ (સનાતન) ધર્મ પ્રમાણે, અગ્નિ સંસ્કાર કરે છે ત્યાં કબીર પંથીઓ ખ્રિસ્તિ કે મુસલમાનોની પેઠે મુડદાઓને જમીનમાં દફન ( દાટે ) છે તેથી તેઓને કઇ જાતિના ગણવા તે વાંચનારે સમજી લેવું.

હિંદુ લોકોમાં મરણ પામેલા મનુષ્યની પાછળ શ્રુતિ શાસ્ત્રોના આધારે શ્રાદ્ધ વિગેરેની ક્રિયા કરાવે છે. ત્યાં કબીરપંથીઓ હિંદુ હોવા છતાં ઉપર્યુક્ત મર્યાદાનો કચ્ચડ-

પ્રાણુ વાળી દઇ કેવળ કપોલ કલ્પિત ચલાવા (આરતિ)ની ક્રિયા કરાવી મહંતોને મઝા કરાવે છે એ તદ્દન તેમની અપ્રમાણીકતા નહિ તો બીજું શું ?

## પ્રકરણ ૭ મું.

### શંકાનું સમાધાન.

આ અમારા લઘુ લેખપર વાંચકવર્ગને કાંઈ પણ શંકાસ્પદ ઉત્પન્ન થાય તો તેમણે નીચેનાં પ્રમાણોપરથી સમાધાન કરી લેવું.

૧. ઇ. સ. ૧૪૯૧ માં કોઇએક લોયલા ઉર્ફે બેશી નામે યુરોપવાસી ખ્રિસ્તિ ધર્મનો માણુસ હિંદુસ્તાનમાં આવ્યો તેણે હિંદુઓને પોતાના ધર્મમાં દાખલ કરવાના ઈરાદાથી હિંદુ સાધુ જેવો કપટ પહેરવેશ લઇને હિંદુસ્તાનમાં જેસુઇટ નામની એક મંડળી સ્થાપન કરી ભારતવર્ષમાંના દેશોદેશમાં ફરી પોતાનો ધર્મ ફેલાવ્યો. તેમાંના કેટલાએક ગોડીઆઓ જુદા નીકળી જઈ ખ્રિસ્તિ ધર્મ અનુસાર કબીરમત ફેલાવ્યો. ( કબીરતત્વ પ્રકાશ. )

૨. કબીરમતનાં પુસ્તકો તપાસી જોતાં તેમાં કોઈ પણ વાત ખરી લખેલી હોય તેમ જણાતું નથી. પણ તેમાં એમ સિદ્ધ થાય છે કે તે અરસામાં કેટલાક અલ્પ

જ્ઞાનીઓએ જુદા જુદા મતનાં પુસ્તકોમાંથી કવચીત વાતોનું મીશ્રણ કરી પોતાની ટંગડી ઉંચી બતાવવાના ઇરાદે કલ્પીત પુસ્તકો લખેલાં જણાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે કબીરપંથીઓ **જેસુઈટા** ખ્રિસ્તીની મંડળીવાળા છે. કેમકે તે મતનું રહસ્યખ્રિસ્તિ મતના સાથે ઘણીક રીને મળતાપણું જણાવે છે.

(કબિર ચરિત્ર)

૩. હિંદુસ્તાનના આર્ય લોકો પોતાનો વેદધર્મ ઉત્તમ રીતે સાચવીને ચાલે છે તેમાં ખ્રિસ્તિ મતનું શી રીતે **મંડન** કરાવવું. પરંતુ **જેસુઇટા**ની મંડળીના માણસો ચોરની પેઠે આર્ય સાધુઓના જેવો વેશ ધારણ કરી હિંદુસ્તાનની દરેક જાતિમાં પેસી ગયા અને સંસ્કૃત શીખ્યા પછી ચાર વેદને તથા નીતિશિક્ષણને બાજુપર મૂકી તેમણે જુના મુક્ષમ વેદના બદલે **સ્વસંવેદ** એ નામે પાંચમો સ્વકલ્પીત વેદ ઘડી કાઢયો અને મુખ્ય વેદના સંસ્કારોને પણ બાજુપર મુકીને તેમણે શરીરપર જનોઇ, કંઠી, માળાતિલક વિગેરે ધારણ કરી કબીરધર્મના નામથી ભોળા લોકોને ઠગ્યા.

(ખ્રિ. ધ. પૃષ્ઠ ૩૫૫)

૪. **મી. હોરેશ હેમન વિલ્સન** સાહેબ કબીરપંથીઓ વિષે લખે છે કે આ પંથના સાધુઓનો અંદરખાનેથી ( ચાલ ) ખ્રિસ્તિ કુવેકર જેવો હોય એમ માલુમ પડે છે.

૫. પારીસનો રહીશ જી. ડી. ટે. સી. નામનો એક ફ્રેંચ સને ૧૮૩૯ માં હિંદુસ્તાનના લેકચરમાં લખે છે કે—હિન્દુસ્તાનમાં કબીરમતના ચલાવનાર હિંદુ સાધુઓ નહતા પણ તે ખ્રિસ્તીઓ હતા.

૬. અબુલફજલ જે અકબર બાદશાહના વખતમાં હતો તે ખોલાસ તવારીખમાં લખે છે કેઃ—હિંદુ અને મુસલમાનોને કબીર મત પ્રગટ કરી તેમાં લેનાર તે ખ્રિસ્તી માણસો હતા.

૭. મુક્ત શાસ્ત્રમાં લખ્યું છે કે કબીર પંથના ચલાવનાર વેદ ધર્મી હિંદુ સાધુઓ નહતા પણ કબીરનો ધર્મ ચાલ્યો તે અરસામાં ખ્રિસ્તીઓ હિંદુ જેવા બની વૈદિક અને મુસલમાની ગ્રંથોનું જ્ઞાન મેળવી મૂર્ખ પ્રજામાં કબીરના નામથી પંથ ચલાવ્યો.

૮. વળી એજ ગ્રંથમાં એમ પણ લખ્યું છે કે—હાલના કબીરપંથીઓમાં ધર્મની રીતભાત અને ગુપ્ત ક્રિયાઓ વિષે તપાસીએ તો ક્રિશ્ચીયનની રૂઢી પ્રમાણે ચાલતી જોવામાં આવે છે. એથી સાબીત થાય છે કે એ પંથ જી. જી. ક્રાઈસ્ટનોજ હોવો જોઈએ.

૯. ભક્તપ્રકાશ નામના ગ્રંથમાં લખ્યું છે કે કબીરજીએ ગુરૂ રામાનંદજીના વિશિષ્ટા અદ્વૈત મતને મળતો ગ્રંથ બીજક બનાવ્યો અને તેમાં બ્રહ્મમુખ–જીવમુખ–માયામુખ એમ ત્રણ પ્રકારના અધીકારીઓથી સમજી

શકાય તેવી વાણી લખી પ્રખ્યાતી પામ્યા પરંતુ ફક્ત પંથ બીજકની વાણીને બગાડી દઈ બીજમાર્ગીઓના જેવો ધર્મ ચલાવનાર કબીર શિષ્ય ભાગોદાસજ હતો.

૧૦. ઉપરના પુરાવાથી કોઈને એમ શંકા થાય કે કબીર ધર્મને ખ્રિસ્તિમતમાં ભેળવી દેવાનું કારણ શું? તેના ઉત્તરમાં અમોને એમ જણાય છે કે કબીરજી કેવળ રામભક્ત હતા તેથી તેમણે તો રામભક્તિને માન્ય કરી પોતાનો પંથ ફેલાવ્યો. પણ પાછળથી ખ્રીસ્તિ મતવાદીઓના અંદર ભળવાથીજ તે મતનો વૈદિક સિદ્ધાન્ત બગાડી દઈ વિતંડાવાદી બનાવ્યો છે.

૧૧. વળી વાંચક એમ વિચારશે કે કબીરજીએ તો જગન્નાથ ભગવાનની મૂર્તિની પૂજા કરી હતી છતાં વર્તમાન સમયના કબીરપંથીઓ મૂર્તિ પૂજાનો કેમ અનાદર કરે છે? તેના ઉત્તરમાં અત્યારના કબીરપંથીઓ મૂળ દ્રષ્ટિના અનુયાયીઓ નથી પણ જેસુઈટા (ખ્રિસ્તી) મંડળીના ગોઠીઆઓ હોવાથી તે મૂર્તિપૂજા તથા તિર્થ વ્રતાદિનું મહાત્મ્ય ઉડાવી દે તેમાં કાંઈ શંકા નથી.

૧૨. હવે જેસુઈટાની મંડળીવાળાઓના ગુણનું નિરીક્ષણ કરીએ તેઓમાં છલ, ભેદ અને દગો એ મુખ્ય

હતો વળી જૂઠાઇથી બીજાઓને હરાવવા એ તેમનો ઉદ્યોગ હતો. દયાથી નરમ થવું નહિ અને પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાને માટે ખૂન જેવા ગુન્હાઓ કરતાં પણ ડરવું નહિ વિગેરે ગુણો તેઓનામાં વિદ્યમાન હતા.

( ખ્રિસ્તી મંડલીના. ઇ. સ. પૃ. ૩૭૧ થી )

એ રીતે કબીર ધર્મ ખ્રિસ્તી મતના સાથે મળતો હોય એમ સિદ્ધ થઈ ચૂક્યું છે, છતાં હવે એ સંબંધમાં વધારે પિષ્ટપેષણ નહિ કરતાં મારો લેખ આટલેથીજ વિરમીશ.

આ ગ્રંથમાં વાંચનારને કંઇ શંકાસ્પદ થાય તો તેમણે આ સાથે ટાંકી બતાવેલાં પુસ્તકો વાંચીને શંકાનું નીવારણ કરવું. તે શિવાય વૃથા પુછપડછ કરવી નહીં. એવં અસ્તુ! શુભં ભવતુ.

સમાપ્ત.

